# ભુમિદાગ માર્ગદર્શિકા

ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ








પ્રકાશક

**શ્રી સતપંથ પ્રકાશન સમિતિ**

પ્રેરણાપીઠ, પીરાણા, જી. અમદાવાદ-૩૮૨૪૨૫

**પ્રકાશક** : શ્રી સતપંથ પ્રકાશન સમિતિ
શ્રી સતપંથ પ્રેરણાપીઠ-પીરાણા.
તા. દસક્રોઈ, જી. અમદાવાદ-૩૮૨૪૨૫.
✆ : ૦૨૭૧૮-૨૮૮૨૨૭,
૨૮૮૨૨૯, ૨૮૮૮૧૨

**પુસ્તિકાનું નામ** : ભુમિદાગ માર્ગદર્શિકા

**પ્રથમ આવૃત્તિ** : સંવત - ૨૦૫૫ના ચૈત્ર સુદ-૨ને
શુક્રવાર તા. ૧૯-૩-૯૯.

**પ્રત** : ૧૦૦૦/-

**બીજી આવૃત્તિ** : સંવત - ૨૦૬૪ના પોષ સુદ-૭ને
મંગળવાર તા. ૧૫-૧-૨૦૦૮

**પ્રત** : ૧૦૦૦/-

**મુદ્રક** : સ્મૃતિ ઓફસેટ
જી/૧૨, ન્યુ માધુપુરા માર્કેટ,
પોલીસ કમિશ્નર ઓફીસ સામે,
શાહીબાગ, અમદાવાદ-૩૮૦૦૦૪
✆ : (૦૭૯) ૨૫૬૨૪૩૯૦

# પ્રકાશકના બે બોલ !!.... 

ઘણા લાંબા સમયથી આપણા સતપંથ સમાજમાં આવી ભુમિદાગ પુસ્તિકાની માંગણી હતી, ભુમિદાગ વિધિ અંગે અનુયાયીઓમાં થોડો ઉચાટ પણ જણાતો હતો, ઉગતી નવ યુવાન પેઢી તરફથી આ પુસ્તિકા અંગે તિવ્ર માંગણી થતી હતી !! જેના અનુસંધાને ધર્મના જાણકાર વિધ્વાનો દ્વારા માહિતી એકત્રિત કરી આ નાનકડી પુસ્તિકા આપ સૌ સમક્ષ મુકતાં આનંદની લાગણી અનુભવું છું.

મને અંત:કરણ પૂર્વક આશા છે કે આ નાની પણ ખુબ જ ઉપયોગી પુસ્તિકા આપ સૌને જરૂરી માર્ગદર્શક રૂપ બની રહેશે.

એજ લિ.
પ.પૂ. દેવર્ષિ-રાષ્ટ્રિય સંત વિરવર જગદગુરૂ સતપંથાચાર્ય
શ્રી કરશનદાસજી મહારાજ, વતીથી
શ્રી સતપંથ પ્રકાશન સમિતિના જયશ્રી નિષ્કલંકી નારાયણ

# ભુમિદાગ માર્ગદર્શિકા

સતપંથ સંપ્રદાયમાં મૃત્યુ બાદ મનુષ્ય શરીરને ભુમિદાગ આપવામાં આવે છે તે ભુમિદાગ સંપૂર્ણ વેદ આધારીત છે. અને અથર્વવેદમાં દર્શાવેલ વૈદિક રીત રસમો પ્રમાણે ચાલે છે. ભુમિદાગ એટલે કે મૃત શરીરને જમીનમાં ૪ ફુટ બાય ૩ ફુટની પહોળાઈ, લંબાઈ અને ૫ ફુટ ઊંડાઈ ધરાવતું સમાધિ સ્થળ બનાવવામાં આવે છે. અને સમાધિષ્ટ પ્રમાણે બેસાડીને પવન પાવડી તેમજ જપમાળા તેમજ વેદમાં બતાવેલ સુગંધિત દ્રવ્યો અર્પણ કરવામાં આવે છે.

ત્યારબાદ સમાધિના તળની ઉંડાઈથી ત્રણ ફુટ ઉપર શિલા ઢાંકવામાં આવે છે. તેના પછી શેષ બચેલા ખાડાને માટીથી પૂરી દેવામાં આવે છે. ત્યાર બાદ જમીન ઉપર તેમનું સ્મૃતિ ચિન્હ બનાવવામાં આવે છે. તે તમામ વિધિ મંત્રોચ્ચાર દ્વારા કરવામાં આવે છે. જેનો સારાંશ નીચે દર્શાવ્યા પ્રમાણે છે.

(અથર્વવેદ કા સુબોધ ભાષ્ય "એકાદશ કાન્ડમ્" લેખક પ.પૂ. શ્રીપાદ્ દામોદર સાતવલેકર (B.A.) સાહિત્ય વાચસ્પતિ, વેદાચાર્ય, ગીતાલંકાર, અધ્યક્ષશ્રી સ્વાધ્યાય મંડળ "આનંદાશ્રમ," પારડી, જી. સુરત)

ઉપરોક્ત અથર્વવેદ ગ્રંથ-ભાગ-૪, પાના નં. ૧૦૨, ૧૦૩, ૧૧૨ ઉપર મનુષ્યના મૃત શરીરને જમીનમાં સમાધિ આપવી તે વૈદિક દાગ છે. જેને અથર્વવેદમાં "ભુમિદાગ" (સમાધિ) કહેવામાં આવે છે.

આ ભુમિદાગ માત્ર સતપંથીઓને અપાય છે તેવું નથી. સતપંથીઓ સિવાય ઋષિઓ, મુનિઓ, ગુરૂઓ, જગદ્‌ગુરૂઓ, સદ્‌ગુરૂઓ, સંન્યાસીઓ, સાધુગણો, ત્યાગીઓ, બ્રહ્મવેત્તાઓ અને તત્ત્વવેત્તાઓ વગેરેને બહોળી સંખ્યામાં ભુમિદાગ અપાય છે. તદ્‌ઉપરાંત બ્રહ્મવેતા-ઓના ઉપાસકોને બહોળી સંખ્યામાં ભુમિદાગ અપાય છે. આ રીતે સતપંથીઓને ભુમિદાગ અપાય છે.

કારણ કે, સતપંથીઓ બ્રહ્મવેતા ઉપાસકોની ગણનામાં એવી રીતે આવે છે કે "સતપંથ ધર્મ" અથર્વવેદના આધારે અને અથર્વવેદના સિધ્ધાંત ઉપર રચાયેલો છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. આ ચતુર વેદોમાં અથર્વવેદને બ્રહ્મવેદ તરીકે પ્રમાણિત કરેલ છે. જેના કારણે અથર્વવેદોના સિધ્ધાંતો ઉપર સતપંથ ધર્મ ચાલતો આવ્યો છે. આવા પરમ પવિત્ર સતપંથ ધર્મના ઉપાસકોએ બ્રહ્મવેત્તા ઉપાસકનું બિરૂદ આપો આપ પ્રાપ્ત કરેલું હોવાથી આવા બ્રહ્મવેત્તા સતપંથીઓને સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજે ભુમિદાગના સિધ્ધાંત અનુરૂપ સતપંથીઓને ભુમિદાગનો આદેશ આપેલો છે. તે પૂરેપૂરો

વેદો આધારીત છે અને વેદોના સિધ્ધાંત અનુરૂપ સતપંથીઓમાં ભુમિદાગ પરંપરાથી ચાલતો આવે છે. અને આજે પણ બહુ જ પ્રચલિત છે.

ટૂંકમાં યુગ પ્રમાણેના 'દાગ' શાસ્ત્રોમાં સૂચવેલ છે. પહેલા કર્તાયુગમાં વાયુદાગ હતો, બીજા ત્રેતાયુગમાં જળદાગ હતો, ત્રીજા દ્વાપર યુગમાં અગ્નિદાગ હતો અને આજે ચોથા કળિયુગમાં 'ભૂમિદાગ'નો સ્પષ્ટ ઉલ્લેખ છે. જે નીચેના સંસ્કૃત શ્લોકના હિન્દી ભાષાન્તર પરથી પૂરવાર થાય છે.

नीचे लिखे तीन मंत्रो में प्रेत (मृतदेह) को भूमि में गाडनेका उल्लेख है । मंत्र इस प्रकार है ।

**अभिस्वोर्णोमिः पृथिव्या मातुर्वस्त्रेण भद्रया ।**
**जीवेषु भद्रं तत्मयि स्वधा पितृषु सा त्वयि ।।**

अ. १८/२/५२ ।।

है प्रेत (मृतदेह) । (त्वा) तुझे (मातुःपृथिव्याः) माता पृथिवी के (भद्रया वस्त्रेण) कल्याणकारी वस्त्र से (अभि उर्णोमिः) आच्छादित करता हूं, अर्थात् जमीन में तुझे गाडता हूं । (जीवेषु भद्रं तत् मयि) जीवितो में जो कल्याण है वह मेरे में हो, अर्थात् मुझे प्राप्त हो, और (पितृषु स्वधा) जो पितरों में स्वधा है (सा त्वयि) यह तेरे में हो अर्थात् मुझे प्राप्त हो। यहां पर स्पष्ट शब्दो में प्रेत (मृतदेह) को गाडने का निर्देश है ।

**इदं इत वा उ नापरं दिवि पश्यसि सूर्यम् ।**
**माता पुत्रं यथा सिचाभ्यनं भूमे उर्णु हि ॥**

अ. १८/२/५० ॥

हे मृत पुरुष (इदं इत् वा उ) यही है (न अपरं) दूसरा नही है । (दिवि सूर्य पश्यसि) जो द्युतलोक में तू सूर्य देखता है । (यथा पुत्र माता सिचा) जिस प्रकार पुत्र को माता अपने आंचल से ढांपती है उस प्रकार है (भूमे) पृथिवी तू (एनं) इस मृत पुरुष को (अभि उर्णु हि) चारों ओर से ढांप । इस मंत्र के पूर्वार्ध की उत्तरार्ध से कैसे संगति है । यह अभी तक कुछ स्पष्ट नही हुआ । उत्तरार्ध का भाव स्पष्ट हैं ।

**असौ हा इह ते मनः ककुत्सलमिव ।**
**जामयः अभ्येनं भूम उर्णु हि ॥**

अथर्व. १८/४/६६

(असौ) है फलाने नामवाले प्रेत । (इह ते मनः) यह तेरा मन है । हे (भूमे) पृथिवी । (जायमः ककुत्सलं मिव) जिस प्रकार स्त्रिया बच्चोको वस्त्रसे ढांपती है, स्त्रिया अपने सिर को ढांपती है उस प्रकार (एनं) इस प्रेत को (अभि उर्णु हि) भली प्रकार ढांप ।

इन उपरोक्त मंत्रो में प्रेत के जमीन में गाडने का उल्लेख है । इससे गाडने की प्रथा भी वैदिक ही है, यह पता चलता है ।

**ये निखाताः ये पराप्ताः ये दग्धाः ये उद्धिताः।**
**सर्वास्तानग्ने आवह पितून हविषे अत्तवे ॥**

अथर्व. १८/२/३४

(अग्ने) हे अग्नि । (ये निखाताः) जो पितर जमीन में गाडे गए है और (ये पराप्ताः) जो पितर दूर बहा दिए गए है तथा (ये दग्धाः) जो जला दिए गए हैं (च) और (ये उद्धिताः) जो पितर जमीन के उपर हवा में रखे गए है । (तान् सर्वान्) उन सब पितरों को तू (हविषे अत्तवें) हवि भक्षणार्थ (आ वह) ले आ ।

यहां पर चार प्रकार मे स्मशान कर्म दर्शाए गए है । (१) गाडना (२) बहाना (३) जलाना और (४) हवा में जमीन पर खुला छोडना ।

(१) **गाडना**-कुछ प्रेत (मृतदेह) जमीन में गाडे जाते है, जिनका कि आत्येष्टि संस्कार अग्नि द्वारा नही किया जाता । ये कौन है इस पर हमने थोडासा विचार करना है । जो मनुष्य संन्यासी हो कर अपना देहत्याग करते है

उनके देह को न जलाने के लिए स्मृतियों में कहा गया है। मनुष्य जीवन के चार आश्रम है : (१) ब्रह्मचर्य आश्रम (२) गृहस्थाश्रम (३) वानप्रस्थाश्रम (४) संन्यास आश्रम। क्योंकि संन्यासश्रममें प्रवेश करते हुए पुरुष का सर्वमेघ याग करना पडता है। इस याग में वह अग्नि संबंधी सर्व कार्यो से मुक्त हो जाता है। अतः उसे मरने पर अग्नि द्वारा नही जलाया जाता। संन्यासी के शरीर को जलाना चाहिए या नहीं इस विषय में अभी तक हमे श्रुति का निश्चित ज्ञात नही है, पर स्मृति निषध करती है। अतः 'निखात' से संन्यासी का भी ग्रहण किया जा सकता है

# मरने पर पितरों में गणना

**पृथिवीं त्वा पुथिव्यामावेसयामि देवः नः धाता प्रतिरात्यायुः । परापरैताः वसुविद् वो अस्त्वधाः मृताः पितृषु संभवन्तु ॥**

अथर्व. १८/४/४८

(पृथिवीं त्वां पृथिव्यां आवेशयामि) मिट्टी से बने हुए हे मृत पुरुष । तुझको मिट्टी में मीला देता हूं, अर्थात् तुझे पृथिवी में गाडता हूं । (धाता देवः नः आयुः प्रतिराति) धारक देव हमारी आयु को बढावे । हे (परापरैताः) प्रकृष्टतया हम से दूर चले गए पितरो । (वः) तुम्हारे लिए धाता देव (वसुविद् अस्तु) वास करनेवाला हो, तुम्हारा

आश्रयदाता हो। (अतः) और (मृताः) मृत (पितृषु संभवन्तु) पितरों में अच्छी तरह होवें अर्थात् पितरों में जा मिले।

इस मंत्र को पूर्वार्ध में मृत देह को गाडने का निर्देश मिलता है। यह मानव देह पार्थिव तत्वों के आधिक्य से बना हुआ है, अतएव यहां पर मृत देहको पृथिवी (मिट्टी) के नाम से पुकारा गया है। इसी भाव को उपरोक्त दोहे में कहा गया है।

ઉપરાંત ગરુડ પુરાણ પુસ્તક પાના નં. ૫૬, અધ્યાય-૧૧માં શ્લોક સૂત્ર ૧૦૫,૧૦૬ માં ભુમિદાગ વિષેની માહિતી છે.

**हंस परमहंस व कुटी चक्रबहूदकौ । एतान्सं न्यार्सिनस्ताक्ष्र्य । पृथिव्यां स्थापयेत्र तान् ॥**

અર્થાત્ હંસ, પરમહંસ, કુટીચક્ર અને બહદક એવા ચતુર્થવિધિ સંન્યાસી મૃત્યુ પામે તો તેમને ભૂમિમાં દાટવા.

# મૃત શરીરને નવરાવતી વખતે બોલવાનો મંત્ર

(મંત્ર-૧)

ૐ પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આદરું છું. ૐ નમોશ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આધ વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે...

સ્વામી પ્રથમ તમે હેત ધરીયું, હેતથી નીર ઉપાયા, નીરની બાંધ્યા જુગ ચાર, ચારે દિશાએ કર્યો પ્રકાશ, નીર ખર્યું પીંડથી સાર, તે નીરે પવિત્ર વિસ્તાર, નીરે કર્યું નૂર, નીરે સર્જયા ચંદા-સુર.

નૂર મોક્ષ મુક્તિની વાટ, પવિત્ર માંડયા ઘટને પાટ. નવાણું કરોડી ઝાંખા, છપ્પન કરોડી

મેઘા, બત્રીસ કરોડી કિન્નર, તેત્રીસ કરોડી દેવતા, અઠ્યાસી સહસ્ત્ર ઋષિ, એક લાખ એંશી હજાર સંત મહાત્મા, પામ્યા મોક્ષ મુક્તિની વાટ. સદ્‌ગુરૂ શ્રી અમરતેજ, સદ્‌ગુરૂ શ્રી વશિષ્ઠ મહારાજ, સદ્‌ગુરૂ શ્રી વેદમ્ વ્યાસ, સદ્‌ગુરૂશ્રી ઈમામશાહ મહારાજ તમારા તપે કરીને તમે આ જીવના પીંડને પવિત્ર કરો, તેના દુઃખ કષ્ટો દૂર કરો, મોક્ષ મુકિતનો માર્ગ આપો, તમે પરમ પવિત્ર છો, પાવન કરવાનો તમારો ધર્મ છે. તમારા કર્મે તમારા ધર્મે તે......... ...... જીવના દેહને પાવન કરો. તેત્રીસ કરોડીના મેળામાં રાખો. હે જાંબુદ્વિપના ધણી.

સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ

# મૃત શરીરને સમાધિ આપવાના સમયે બોલવાનો મંત્ર

## (મંત્ર-૨)

ૐ પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આદરું છું. ૐ નમો સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આધ વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે...

સ્વામી તમે પ્રથમ રોપ્યા સત્ય, સત્યથી દત્ત, દત્તથી ક્ષમા, ક્ષમાથી હેત, હેતથી નીર, નીરથી ખીર, ખીરથી નીલ, નીલથી અનિલ, અનિલથી ફીણ, ફીણથી ખાખ, ખાખ તે સદાય પાક.

સ્વામી નીરથી પવન, પવનથી અગ્નિ, અગ્નિથી રચી ખાખ, જુગ ચારના ચાર દાગ, ખાખ પાક, મોક્ષ મુક્તિની વાટ, સતપંથી જીવને આપી હાથ, ચાર જુગના દસ અવતાર, દસે અવતારે ચાર દાગ, શ્રી મત્સ્યની રક્ષા, શ્રી કૂર્મની રક્ષા, શ્રી વરાહની રક્ષા, શ્રી નરસિંહની રક્ષા, શ્રી વામનની રક્ષા, શ્રી પરશુરામની રક્ષા, શ્રી રામની રક્ષા, શ્રી કૃષ્ણની રક્ષા, શ્રી બુદ્ધની રક્ષા, શ્રી નિષ્કલંકી નારાયણની રક્ષા, શ્રી આદ્ય નારાયણની રક્ષા, શ્રી આદ્ય શકિત માતાની રક્ષા, શ્રી તેત્રીસ કરોડી દેવોની રક્ષા, શ્રી બ્રહ્મા-વિષ્ણુ-મહેશની રક્ષા, એક લાખ એંશી હજાર સંત મહાત્માની રક્ષા, આજ

કલિયુગમાં ખાખ પાક, પવિત્ર ભોમદાગ પાક, સતપંથી જીવની સોહલી કરો મોક્ષ મુક્તિની વાટ. ચારે જુગનો ભુલેલો જીવ સતપંથ ધર્મના આશરે ભૂમીદાગે પવિત્ર થઈ. આપની રક્ષા માંહે આવેલો જીવ, તેને પાક પવિત્ર કરી તેત્રીસ કરોડીના મેળા આપી તમારા તેજમાં વાસ આપો તે....... જીવના ગુના બક્ષો, દુ:ખ દોહલાં દૂર કરો.

સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ

ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ને નમો નમ:

## મૃત શરીરને સમાધિષ્ઠ ભુમિદાગ આપી અગરબત્તી લોબાન-ફુલ-સુગંધિત દ્રવ્યો ચડાવીને બોલવાનો મંત્ર

### (મંત્ર-૩)

ૐ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આદરું છું. ૐ નમો સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે...

સ્વામી તમે ઓમકાર માંહે આપો આપ, શકિત રૂપે જપાવ્યો જાપ, શકિત રૂપે રચ્યો સંસાર, હેઠળ શકિત ઉપર કળા, પાંચ પંચ દેવ તત્વ તે સભરે ભર્યાં. આસન શકિત નૂર તેજ, નૂરે ખળકયાં નિરંજન હેત, શ્રેષ્ઠ શકિત માટી સહી, શકિત માટી સહી, માટી

વિના નવ ઉપન્યા કોઈ, માટી ઘાટને માટી પાટ, માટી મોક્ષ મુક્તિની વાટ, સ્વામી તમે ધૂપ લોબાન સ્વીકાર કરો. અત્તર અબીલ, ગુલાલ અને ફુલની વાસનાનો સ્વીકારો. આ....... નો અપરાધી જીવ તમારી શરણમાં છે. તેની રક્ષા કરજો. સ્વામી તમે આ સતપંથના સરદાર કલિયુગના વર દાતાર છો. તમે જીવને પહોંચાડો પાર, તમો છો અનંતના તારણહાર, સુખ સોહેલાં કરો, દુ:ખ દોહેલાં દૂર કરો.

સદ્ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ
ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ને નમો નમ:

# સ્મશાન ભુમિથી ચાલીસ પગલાં દૂર જઈ નમસ્કાર કરવાનો

(મંત્ર-૪)

ૐ પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી આદરૂં છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે...

હે પરમ કૃપાળુ પરમાત્મા !!! આ ......સતપંથી જીવ તમારો છે. તમો તેના સ્વામી છો. તમારા શરણે આવેલો છે, તેનો

ઉધ્ધાર કરો તે................ જીવને યમની યાતનામાંથી છોડાવો, નરકની યાતનામાંથી છોડાવો, વૈતરણીની યાતનામાંથી છોડાવો, અને તે ................ જીવનો માર્ગ સોહેલો કરો. અમારી સકળ સંઘની વિનંતી સ્વીકારો.

સદ્દગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ
ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ને નમો નમ:

# સ્મશાન ભુમિથી પાછા આવી નાહી ધોઈ પવિત્ર થવાનો મંત્ર

## (મંત્ર-૫)

ૐ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આદરું છું. ૐ નમો શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશિષે...

હે સર્વે સર્વાધાર પરમાત્મા, અમારા જળ કુંડમાં ગંગા - યમુના - સરસ્વતી - ગોદાવરી-સિંધુ-સાબરમતીનો વાસ પુરી, અમારા આ સ્થુળ દેહને પવિત્ર કરો. અમારામાં આવેલાં

મરણ સૂતક દૂર કરો, અમારી વિનંતીનો સ્વીકાર કરો. અમારાથી જાણતાં અજાણતાં થયેલા અપરાધ ક્ષમા કરો, અમારા શરીરને પવિત્ર જળની છાંટથી અમને પવિત્ર પાવન કરો.

સદ્‌ગુરૂ શ્રી ઈમામશાહ મહારાજ
ૐ શ્રી નિષ્કલંકી નારાયણ ને નમો નમ:



# આપણો ધર્મ

❖ જેનાથી જીવનમાં દુર્ગુણોનો વિનાશ થાય અને સદ્‌ગુણોનો વિકાસ થાય એનું નામ ધર્મ.

❖ જે બીજાના સુખે સુખી થવાની અને બીજાના દુઃખે દુઃખી થવાની સદ્‌ભાવના જગાડે એનું નામ ધર્મ. (જનસેવા એ જ પ્રભુસેવા)

❖ જેના દ્વારા જડ પ્રત્યે વિરક્તિ અને જીવો પ્રત્યે પ્રીતિ જન્મે એનું નામ ધર્મ.

❖ જે નશ્વર સાથેનો સંબંધ તોડી આપે અને ઈશ્વર સાથેનો સંબંધ જોડી આપે એનું નામ ધર્મ.

❖ ધર્મ એ તો જીવનમાં પળેપળ જીવવાની વસ્તુ છે. જીવનમાં પ્રત્યેક પળે આપણો કંઈક ધર્મ છે. કંઈક કર્તવ્ય છે. એવું સમજીને જાગૃતિપૂર્વક જીવવું એનું નામ ધર્મ.